॥ ત્રીજી પુષ્પ પૂજા ॥

સુરભિ અખંડ કુસુમ ગ્રહી, પૂજો ગતસંતાપ,
સુમજંતુ ભવ્યજ પરે, કરીયે સમકિત છાપ

॥ ચોથી ધુપ પૂજા ॥

ધ્યાન ઘટા પ્રગટાવીએ, વામ નયન જિનધૂપ,
મિચ્છત દુર્ગંધ દુરે ટળે, પ્રગટે આત્મસ્વરૂપ

॥ પાંચમી દીપક પૂજા ॥

દ્રવ્યદીપક સુવિવેકથી, કરતા દુઃખ હોય ફોક,
ભાવ પ્રદીપ પ્રગટ હુવે, ભાસિત લોકાલોક

॥ છઠ્ઠી અક્ષત પૂજા ॥

શુદ્ધ અખંડ અક્ષત ગ્રહી, નંદાવર્ત્ત વિશાલ,
પુરી પ્રભુ સન્મુખ રહો, ટાળો સકળ-જંજાલ

॥ સાતમી નૈવેદ્ય પૂજા ॥

અણાહારી પદ મે કર્યા, વિગ્ગહ ગઇઅ અનંત,
દૂર કરી તે દીજીએ, અણહારી શિવ સંત

### ॥ આઠમી ફળ પૂજા ॥

ઇન્દ્રાદિક પૂજા ભણી, ફલ લાવે ધરી રાગ;
પુરૂષોતમ પૂજા કરી, માગે શિવફલ ત્યાગ.

---

# ચૈત્યવંદનો

## ૧. ચૈત્યવંદન કરતા પહેલાં બોલવું

સકલ કુશલ વલ્લિ, પુષ્કરાવર્ત્ત મેઘો; દુરિત-તિમિર ભાનુઃ કલ્પવૃક્ષોપમાનઃ ભવજલનિધિ પોતઃ સર્વસંપત્તિહેતુઃ સ ભવતુ સતતંવઃ શ્રેયસે શાન્તિનાથઃ—શ્રેયસે પાર્શ્વનાથઃ ॥ ૧ ॥

## ૨. શ્રી સીમંધર જિન ચૈત્યવંદન

શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન તુમે ઉપગારી; શ્રી શ્રેયાંસ પિતા કુલે, બહુ શોભા તુમારી ॥૧॥ ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે

જાયો જયકારી, વૃષભ લંછને બિરાજમાન, વંદે નરનારી ॥ ૨ ॥ ધનુષ પાંચસે દેહડીએ, સોહીએ સોવન વાન, કીર્તિવિજય ઉવજ્ઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન ॥ ૩ ॥

## ૩ શ્રી સીમંધર જિન ચૈત્યવંદન.

શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો, કરૂણાવંત કરૂણાકરી, અમને વંદાવો ॥ ૧ ॥ સકળ ભક્ત તુમે ધણી, જો હોવે અમ નાથ, ભવોભવ હું છું તાહરો, નહિમેલું હવે સાથ ॥૨॥ સયલ સંગ છંડી કરી, ચારિત્ર લેઇશું, પાય તુમારા સેવીને, શિવ-રમણી વરીશું ॥ ૩ ॥ એ અળજો મુજને ઘણોએ, પુરો સીમંધર દેવ, ઇહાં થકી હું વિનવું, અવધારો મુજ સેવ ॥૪॥

## ૪. શ્રી સિદ્ધાચળજીનું ચૈત્યવંદન.

વિમલ કેવળ જ્ઞાનકમલા, કલિત ત્રિભુવન

હિતકરં; સુરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદિ જિનેશ્વરં ॥ ૧ ॥ વિમલ ગિરિવર શ્રૃંગ-મંડણ, પ્રવર ગુણગણ ભૂધરં; સુર અસુર કિન્નર કોડી સેવિત. નમો૦ ॥ ૨ ॥ કરતી નાટક કિન્નરી, ગણ ગાય જિનગુણ મનહરં; નિર્જરાવલી નમે અહોનિશ. નમો૦ ॥૩॥ પુંડરીક ગણપતિ સિદ્ધિ સાધી, કોડિ પણ મુનિ મનહરં; શ્રી વિમલ ગિરિવર શ્રૃંગ સિદ્ધા. નમો૦ ॥૪॥ નિજ સાધ્ય સાધક સુર મુનિવર, કોડિનંત એ ગિરિવરં; મુક્તિરમણી વર્યા રંગે. નમો૦ ॥ ૫ ॥ પાતાળ નર સુર લોકમાંહિ, વિમલગિરિવર તો પરં, નહીં અધિક તીરથ તીર્થપતિ કહે. નમો૦ ॥૬॥ ઇમ વિમલ ગિરિવર શિખર મંડણ, દુઃખવિહંડણ ધ્યાઇએ; નિજ શુદ્ધ સત્તા સાધનાર્થં, પરમ જ્યોતિ નિપાઇએ. નમો૦ ॥૭॥ જિત મોહ કોહ વિછોહ

નિદ્રા, પરમ પદ સ્થિત જયકર, ગિરિરાજ સેવા કરણ તત્પર, પદ્મવિજય સુહિતકર નમો૦ ॥૮॥

## ૫ શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન.

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે, ભાવ ધરીને જે ચડે, તેને ભવ પાર ઉતારે ॥૧॥ અનંત સિદ્ધનો એહ ઠામ, સકલ તીરથનો રાય, પૂર્વ નવાણું ઋષભદેવ, જ્યાં ઠવીયા પ્રભુ પાય. ॥૨॥ સૂરજકુંડ સોહામણો, કવડ જક્ષ અભિરામ, નાભિરાયા કુળમંડણો, જિનવર કરૂં પ્રણામ ॥૩॥

## ૬ ચોવીશ જિનના શરીરના વર્ણનું ચૈત્યવંદન,

પદ્મપ્રભુને વાસુપૂજ્ય, દોય રાતા કહીએ, ચંદ્રપ્રભુને સુવિધિનાથ, દો ઉજ્જવલ લહીએ ॥ ૧ ॥ મલ્લિનાથ ને પાર્શ્વનાથ, દો નીલા નીરખ્યા, મુનિસુવ્રત ને નેમનાથ, દો અંજન સરીખા.

॥ ૨ ॥ સોળે જિન કંચન સમાએ, એવા જિન ચોવીશ, ધીરવિમલ પંડિત તણો, જ્ઞાનવિમલ કહે શિષ્ય. ॥ ૩ ॥

## ૭. શ્રી પંચપરમેષ્ઠીનું ચૈત્યવંદન

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમી જે ભાવે; સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ॥ ૧ ॥ આચારજ ગુણ છત્રીસ, પચવીશ ઉવજ્ઝાય; સત્તાવીશ ગુણ સાધુના, જપતાં શિવ સુખ થાય. ॥ ૨ ॥ અષ્ટોત્તરસત ગુણમળીએ, એમ સમરો નવકાર; ધીરવિમળ પંડિત તણો, નય પ્રણમે નિતસાર. ॥ ૩ ॥

## શ્રી પરમાત્માનું ચૈત્યવંદન

પરમેશ્વર પરમાતમા, પાવન પરમિઠ્ઠ; જય ગુરૂ દેવાધિદેવ, નયણે મેં દિઠ્ઠ ॥ ૧ ॥ અચલ અકલ અવિકાર સાર, કરૂણારસસિંધુ, જગતિ

જન આધાર એક, નિષ્કારણ બંધુ ॥ ૨ ॥ ગુણ અનંત પ્રભુ તાહરા એ, કિમહી કહ્યા ન જાય, રામ પ્રભુ જિનધ્યાનથી, ચિદાનંદ સુખ થાય ॥૩॥

## ૮. શ્રી પંચતીર્થ ચૈત્યવંદન

આજ દેવ અરિહંત નમુ, સમરૂં તાહરૂં નામ, જ્યાં જ્યાં પ્રતિમા જિનતણી, ત્યાં ત્યાં કરૂં પ્રણામ ॥ ૧ ॥ શત્રુંજયે શ્રી આદિદેવ, નેમ નમુ ગિરનાર, તારંગે શ્રી અજિતનાથ, આબુ ઋષભ જુહાર ॥ ૨ ॥ અષ્ટાપદ ગિરિ ઉપરે, જિન ચોવિશે જોય, મણિમય મૂરતિ માનશું, ભરતે ભરાવી સોય ॥ ૩ ॥ સમેતશિખર તીરથ વડું, જ્યાં વીશે જિન પાય, વૈભારક ગિરિ ઉપરે, શ્રી વીર જિનેશ્વર રાય ॥ ૪ ॥ માંડવગઢનો રાજીયો, નામે દેવ સુપાસ, રિખવ કહે જિન સમરતાં, પહોંચે મનની આશ ॥૫॥

## ૯. બીજનું ચૈત્યવંદન.

દુવિધ ધર્મ જેણે ઉપદિસ્યો, ચોથા અભિનંદન; બીજે જન્મ્યા તે પ્રભુ, ભવદુઃખનિકંદન. ॥૧॥ દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો દોય ધ્યાન; એમ પ્રકાસ્યું સુમતિ જિને, તે ચવિયા બીજ દિન. ॥૨॥ દોય બંધન રાગ દ્વેષ, તેહને ભવી તજીએ, મુજ પરે શીતળ જિન કહે, બીજ દિન શિવ ભજીએ. ॥૩॥ જીવાજીવ પદાર્થનું, કરો નાણ સુજાણ, બીજ દિને વાસુપૂજ્ય પરે, લહો કેવલનાણ. ॥૪॥ નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત ન ગ્રહીએ; અરજિન બીજ દિને ચવી; એમ જિન આગળ કહીએ. ॥ ૫ ॥ વર્તમાન ચોવીશીએ, એમ જિન કલ્યાણ, બીજ દિને કેઈ પામીયા, પ્રભુ નાણ નિર્વાણ. ॥૬॥ એમ અનંત ચોવીશીએ, હુઆ બહુ કલ્યાણ, જિન ઉત્તમ પદ

પદ્મને, નમતા હોય સુખખાણ ॥ ૭ ॥

## ૧૦ જ્ઞાનપંચમીનું ચૈત્યવંદન

ત્રિગડે બેઠા વીર જિન, ભાખે ભવિજન આગે, ત્રિકરણ શુ ત્રિહુ લોકજન, નિસુણો મન રાગે ॥ ૧ ॥ આરાધો ભલી ભાતસે, પાચમ અજુવાલી, જ્ઞાન આરાધન કારણે, એહી જ તિથિ નિહાલી ॥ ૨ ॥ જ્ઞાન વિના પશુ સારિખા, જાણો એણે સસાર, જ્ઞાન આરાધનથી લહ્યુ, શિવપદ સુખ શ્રીકાર ॥ ૩ ॥ જ્ઞાન રહિત ક્રિયા કહી, કાશકુસુમ ઉપમાન, લોકાલોક પ્રકાશકર, જ્ઞાન એક પરધાન ॥ ૪ ॥ જ્ઞાની શ્વાસોશ્વાસમા, કરે કર્મનો છેહ, પૂર્વ કોડી વરસા લગે, અજ્ઞાની કરે તેહ ॥ ૫ ॥ દેશ આરાધક ક્રિયા કહી, સર્વ આરાધક જ્ઞાન, જ્ઞાનતણો મહિમા ઘણો, અગ પાચમે ભગવાન ॥ ૬ ॥ પચ માસ લઘુપચમી,

જાવજ્જીવ ઉત્કૃષ્ટી; પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભદૃષ્ટિ ॥૭॥ એકાવનહી પંચનો એ, કાઉસ્સગ્ગ લોગસ્સ કેરો, ઉજમણું કરો ભાવશું, ટાળો ભવ ફેરો ॥ ૮ ॥ એણી પરે પંચમી આરાહીએ આણી ભાવ અપાર; વરદત્ત ગુણમંજરી પરે, રંગવિજય લહો સાર. ॥૯॥

## ૧૧. અષ્ટમીનું ચૈત્યવંદન.

માહ શુદિ આઠમને દિને, વિજયાસુત જાયો; તેમ ફાગણ સુદિ આઠમે, સંભવ ચવી આયે ॥૧॥ ચૈત્ર વદની આઠમે, જન્મ્યા ઋષભ જિણંદ, દીક્ષા પણ એ દિન લહી; હુઆ પ્રથમ મુનિચંદ ॥૨॥ માધવ સુદિ આઠમ દિને, આઠ કર્મ કર્યાં દૂર, અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપૂર ॥૩॥ એહી જ આઠમ ઉજલી, જન્મ્યા સુમતિ જિણંદ; આઠ જાતિ કલશે કરી, ન્હવરાવે સુર

ઈંદ્ર ॥ ૪ ॥ જન્મ્યા જેઠ વદિ આઠમે, મુનિસુવ્રતસ્વામી, નેમ અષાઢ સુદિ આઠમે, અષ્ટમી ગતિ પામી ॥૫॥ શ્રાવણ વદની આઠમે, નમિ જન્મ્યા જગભાણ, તેમ શ્રાવણ સુદિ આઠમે, પાસજીનું નિર્વાણ ॥૬॥ ભાદરવા વદિ આઠમ દિને, ચવીયા સ્વામી સુપાસ, જિન ઉત્તમ પદ પદ્મને, સેવ્યાથી શિવવાસ. ॥ ૭ ॥

## ૧૨ એકાદશીનું ચૈત્યવંદન.

શાસનનાયક વીરજી, પ્રભુ કેવળ પાયો, સંઘ ચતુર્વિધ સ્થાપવા, મહસેન વન આયો ॥૧॥ માધવ સિત એકાદશી, સોમલ દ્વિજ યજ્ઞ, ઈંદ્રભૂતિ આદે મળ્યા, એકાદશ વિજ્ઞ ॥૨॥ એકાદશસે ચઉગુણો, તેહનો પરિવાર, વેદ અર્થ અવળો કરે, મન અભિમાન અપાર

॥ ૩ ॥ જીવાદિક સંશય હરી એ, એકાદશ ગણધાર, વીરે થાપ્યા વંદીએ, જિનશાસન જયકાર ॥ ૪ ॥ મલ્લિ જન્મ અર મલ્લિ પાસ, વર ચરણ વિલાસી, ઋષભ અજિત સુમતિ નમિ, મલ્લિ ઘનઘાતિ વિનાશી ॥ ૫ ॥ પદ્મપ્રભુ શિવવાસ પાસ, ભવ ભવના તોડી, એકાદશી દિન આપણી, ઋદ્ધિ સઘળી જોડી ॥ ૬ ॥ દશ ક્ષેત્રે ત્રિહું કાળનાં, ત્રણશે કલ્યાણક, વરસ અગ્યાર એકાદશી, આરાધો વર નાણ ॥ ૭ ॥ અગિયાર અંગ લખાવીએ, એકાદશ પાઠાં, પુંજણી ઠવણી વિંટણી, મસી કાગળ કાંઠાં ॥ ૮ ॥ અગિયાર અવ્રત છાંડવાં એ, વહો પડિમા અગિયાર, **ખીમાવિજય** જિનશાસને, સફળ કરો અવતાર ॥ ૯ ॥



## ૧૩. પર્યુષણનું ચૈત્યવંદન

કલ્પતરૂ સમ કલ્પસૂત્ર, પૂરે મનવાછીતે, કલ્પસૂત્ર ધુરથી સુણો, શ્રી મહાવીર ચરિત્ર ॥ ૧ ॥ ક્ષત્રીકુંડ ગ્રામ્ય નયર, સિદ્ધારથ રાય, રાણી ત્રીશલા તણી કુખે, કંચન સમકાય ॥ ૨ ॥ પુષ્પોત્તરવરથી ચવ્યા એ, ઊપન્યા પુન્ય પવિત્ર, ચતુરા ચૌદ સુપન લહે, ઉપજે વિનય વિનિત ॥ ૩ ॥

## ૧૪ પર્યુષણનુ ચૈત્યવંદન.

પર્વરાજ સંવત્સરી, દિન દિન પ્રત્યે સેવો; શ્લોક બારસે કલ્પસૂત્ર, મુનિ મુખે સુણેવો ॥ ૧ ॥ પાટ પરંપર બાર બોલ, ભાખ્યા ગુરૂ હીરે, સામ્પ્રત શ્રી વિજયમાનસૂરિ, ગચ્છાધિપતિરે ॥ ૨ ॥ જિનશાસન શોભા કરીયે, પ્રીતિ

વિજય ગુરૂ શિષ્ય, વિનિતવિજય કહે વીરને, ચરણે નામું શિશ. ॥ ૩ ॥

## ૧૫. પર્યુષણનું ચૈત્યવંદન.

વડાકલ્પ પૂર્વ દીને, ઘરે કલ્પને લાવો, રાતી જગા પ્રમુખે કરી, શાસન સોહાવો ॥૧॥ હય ગય રથ શણગારીને, કુમર લાવો ગુરૂ પાસે, વડા કલ્પદીન સાંભળો, વીર ચરિત્ર ઉલ્લાસે. ॥ ૨ ॥ છઠ્ઠ, દ્વાદશ તપ કીજીએએ, ધરીએ શુભ પરિણામ, સ્વામીવચ્છલ પ્રભાવના, પૂજા અભિરામ ॥ ૩ ॥ જિન ઉત્તમ ગૌતમ પ્રત્યેએ, કહેજો એકવીશવાર, ગુરૂમુખ પદ્મથી સુણીયે, તો પામે ભવપાર ॥ ૪ ॥



# પ્રાચીન-સ્તવનો.

## ૧. શ્રી સીમંધર જિન સ્તવન.

સુણો ચંદાજી ! સીમંધર પરમાતમ પાસે જાજો, મુજ વિનતડી, પ્રેમ ધરીને એણીપરે તુમે સંભળાવજો ॥ એ આંકણી૦ ॥ જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે, નાણ દરિસણ જેહને ખાયક છે ॥ સુણો૦ ૧ ॥ જેની કંચનવરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે, પુંડરીકગિણી નગરીનો રાયા છે. સુણો૦ ॥ ૨ ॥ બાર પર્ષદામાહિ બિરાજે છે, જસ ચોત્રીશ અતિશય છાજે છે, ગુણ પાત્રીશ વાણીએ ગાજે છે ॥ સુણો૦ ॥ ૩ ॥ ભવિજનને જે પડિબોહે છે, જસ અધિક શીતળ ગુણ સોહે છે, રૂપ દેખી ભવિજન

મોહે છે ॥ સુણો૦ ॥ ૪ ॥ તુમ સેવા કરવા રસિયો છું, પણ ભરતમાં દૂરે વસીઓ છું; મહામોહરાય કર ફસીઓ છું. ॥ સુણો૦ ॥ ૫ ॥ પણ સાહિબ ચિત્તમાં ધરીઓ છે, તુમ આણા ખડ્ગ કર ગ્રહીઓ છે; પણ કાંઇક મુજથી ડરીઓ છે ॥ સુણો૦ ॥ ૬ ॥ જિન ઉત્તમ પૂંઠ હવે પૂરો, કહે **પદ્મવિજય** થાઉં સુરો; તો વાધે મુજ મન અતિ નુરો. ॥ સુણો૦ ॥ ૭ ॥

## ૨. શ્રી સીમંધર જિન સ્તવન.

પુક્ખલવઇ વિજયે જયો રે, નયરી પુંડરીગિણી સાર, શ્રી સીમંધર સાહિબા રે, રાય શ્રેયાંસ કુમાર, જિણંદરાય ! ધરજો ધર્મસ્નેહ. ॥ ૧ ॥ એ આંકણી ॥ મોટા ન્હાના આંતરો રે, ગિરૂઆ નવિ દાખંત, શશિ દરિસણ સાયર વધે રે, કૈરવ વન વિકસંત ॥ જિણં૦ ॥ ૨ ॥

ઠામ કુઠામ ન લેખવે રે, જગ વરસંત જળધાર;
કર દોય કુસુમે વાસીએ રે, છાયા સવિ આધાર.
॥ જિણ૦ ॥ ૩ ॥ રાય ને રંક સરિખા ગણે રે,
ઉદ્યોતે શશિ સૂર, ગંગાજળ તે બિહુતણા રે,
તાપ કરે સવિ દૂર ॥ જિણ૦ ॥ ૪ ॥ સરિખા
સહુને તારવા રે, તિમ તુમે છો મહારાજ,
મુજશું અંતર કિમ કરો રે, બાંહ્ય ગ્રહ્યાની લાજ
॥ જિણ૦ ॥ ૫ ॥ મુખ દેખી ટીલુ કરે રે, તે નવિ
હોય પ્રમાણ, મુજરો માને સવિતણો રે, સાહિબ
તેહ સુજાણ ॥ જિણ૦ ॥ ૬ ॥ વૃષભલંછન માતા
સત્યકી રે, નંદન રૂકમિણી કંત, વાચક જશ ઇમ
વિનવે રે, ભયભંજન ભગવંત. ॥ જિણ૦ ॥૭॥

### ૩. શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

આખંડીએ રે મે આજ શેત્રુંજો દીઠો રે;
સવા લાખ ટકાનો દહાડો રે, લાગે મુને મીઠો

રે ॥ એ આંકણી ॥ સફળ થયો મારા મનનો ઉમાહો ॥ વાલા મારા ભવનો સંશય ભાંગ્યો રે, નરક તિર્યંચ ગતિ દૂર નિવારી, ચરણે પ્રભુજીને લાગ્યો રે. ॥ શેત્રુંજો૦ ॥ ૧ ॥ માનવ ભવનો લાહો લીધો ॥ વા૦ ॥ દેહડી પાવન કીધી રે; સોના રૂપાને ફૂલડે વધાવી, પ્રેમે પ્રદક્ષિણા દીધી રે. ॥ શેત્રુંજો૦ ॥ ૨ ॥ દૂધડે પખાળીને કેસર ઘોળી ॥ વા૦ ॥ શ્રી આદીશ્વર પૂજ્યા રે; શ્રી સિદ્ધાચલ નયણે જોતાં, પાપ મેવાસી ધ્રૂજ્યા રે ॥ શેત્રુંજો૦ ॥ ૩ ॥ શ્રીમુખ સુધર્મા સુરપતિ આગે ॥ વા૦ ॥ વીર જિણંદ ઇમ બોલે રે; ત્રણ ભુવનમાં તીરથ મોટું, નહિ કોઈ શેત્રુંજા તોલે રે. ॥ શેત્રુંજો૦ ॥ ૪ ॥ ઇંદ્ર સરિખા એ તીરથની ॥ વા૦ ॥ ચાકરી ચિત્તમાં ચાહે રે, કાયાની તો કાસળ ટાળી, સૂરજકુંડમાં નાહે રે. ॥ શેત્રુંજો૦ ॥ ૫ ॥

કાકરે કાકરે શ્રી સિદ્ધક્ષેત્રે ॥ વાં૦ ॥ સાધુ અનતા સિધ્યા રે, તે માટે એ તીરથ મોટુ, ઉદ્ધાર અનતા કીધા રે ॥ શેત્રુંજો૦ ॥ ૬ ॥ નાભીરાયા સુત નયણે જોતા ॥ વા૦ ॥ મેહ અમીરસ વુઠ્યા રે, ઉદયરત્ન કહે આજ મારે પોતે, શ્રી આદીશ્વર ત્રુઠયા રે ॥ શેત્રુંજો૦ ॥ ૭ ॥

### ૪. શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

જાત્રા નવાણું કરીયે વિમલગિરિ, જાત્રા નવાણું કરીએ ॥ એ આંકણી ॥ પૂરવ નવાણુ વાર શેત્રુંજાગિરિ, ઋષભ જિણંદ સમોસરીએ ॥ વિ૦ ॥ ૧ ॥ કોડી સહસ ભવ પાતક તૂટે, શેત્રુંજા સાહમો ડગ ભરીએ ॥ વિ૦ ॥ ૨ ॥ સાત છઠ્ઠ દોય અઠમ તપસ્યા, કરી ચઢીયે ગિરિવરીએ. ॥ વિ૦ ॥ ૩ ॥ પુંડરીક પદ જપીએ મન હરખે, અધ્યવસાય શુભ ધરીએ ॥ વિ૦ ॥ ૪ ॥ પાપી

અભવ્ય ન નજરે દેખે, હિંસક પણ ઉદ્ધરીએ.
॥ વિ૦ ॥ ૫ ॥ ભૂમિ સંથારો ને નારી તણો સંગ,
દૂર થકી પરિહરીએ. ॥ ૬ ॥ સચિત્તપરિહારી ને
એકલઆહારી, ગુરૂ સાથે પદ ચરીએ ॥ વિ૦ ॥૭॥
પડિક્કમણાં દોય વિધિશું કરીએ, પાપપડળ વિખ-
રીએ. ॥ વિ૦ ॥ ૮ ॥ કલિકાળે એ તીરથ મોટું,
પ્રવહણ જિમ ભર દરીએ. ॥ વિ૦ ॥ ૯ ॥ ઉત્તમ એ
ગિરિવર સેવંતા, **પદ્મ** કહે ભવ તરીએ ॥વિ૦॥૧૦॥

## ૫. શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

વિમલાચલ નિતુ વંદીએ, કીજે એહની
સેવા; માનું હાથ એ ધર્મનો, શિવતરૂ ફળ
લેવા ॥ વિ૦ ॥ ૧ ॥ ઉજ્જ્વળ જિનગૃહ મંડળી,
તિહાં દીપે ઉત્તંગા; માનું હિમગિરિ વિભ્રમે,
આઇ અંબર ગંગા ॥ વિ૦ ॥ ૨ ॥ કોઇ અનેરો
જગ નહીં, એ તીરથ તોલે; એમ શ્રી મુખ

હરિ આગળે, શ્રી સીમધર બોલે ૫ વિ૦ ॥ ૩ ॥ જે સઘળા તીરથ કર્યાં, જાત્રા ફળ કહીએ, તેહથી એ ગિરિ ભેટતા, શતગણુ ફળ લહીએ વિ૦ ॥ ૪ ॥ જનમ સફળ હોય તેહનો, જે એ ગિરિવંદે, સુજશ–વિજય સંપદ લહે, તે નર ચિર નંદે ॥ વિ૦ ॥ ૫ ॥

## ૬. ઋષભદેવ જિન સ્તવન.

જગજીવન જગ વાલ હો, મરુદેવીનો નંદ લાલરે મુખ દીઠે સુખ ઉપજે, દર્શન અતિહિ આનંદ લાલરે, જગ૦ ॥ ૧ ॥ આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશી સમ ભાલ–લાલરે, વદન તે શારદ ચંદલો, વાણી અતિહી રસાલ લાલરે, જગ૦ ॥ ૨ ॥ લક્ષણ અંગે વિરાજતા, અડહીય સહસ ઉદાર–લાલરે, રેખાકર ચરણાદિકે, અભ્યંતર નહિ પાર લાલરે, જગ૦ ॥ ૩ ॥

ઈંદ્ર ચંદ્ર રવિ ગિરિ તણા, ગુણ લેઇ ઘડીયું અંગ લાલરે, ભાગ્ય કીહાં થકી આવીયું; અચરીજ એહ ઉત્તંગ-લાલરે, જગ૦ ॥ ૪ ॥ ગુણ સઘળા અંગે કર્યાં, દૂર કર્યા સવિ દોષ લાલરે; વાચક **યશ વિજયે** થુણ્યો, દેજો સુખનો પોષ-લાલરે, ॥ ૫ ॥ જગજીવન૦

## ૭. શ્રી મહાવીરસ્વામીનું સ્તવન.

ગિરૂઆરે ગુણ તુમ તણા, શ્રી વર્ધમાન જિનરાયારે, સુણતાં શ્રવણે અમી ઝરે, મ્હારી નિર્મળ થાયે કાયારે. ગિ૦ ॥ ૧ ॥ તુમ ગુણ ગણ ગંગાજળે, હું ઝીલીને નિર્મળ થાઉંરે; અવર ન ધંધો આદરૂં, નિશ દિન તોરા ગુણ-ગાઉંરે. ગિ૦ ॥ ૨ ॥ ઝીલ્યા જે ગંગાજળે, તે છીલ્લર જળ નવિ પેસેરે, જે માલતી ફુલે મોહીઆ, તે બાઉલ જઈ નવિ બેસેરે. ગિ૦

॥ ૩ ॥ એમ અમે તુમ ગુણ ગોઠશુ, રંગે રાચ્યા ને વળી માચ્યારે, તે કેમ પરસુર આદરે, જે પરનારી વશ-રાચ્યારે ગિ૦ ॥૪॥ તુ ગતિ તું મતિ આશરો, તુ આલંબન મુજ પ્યારો-રે, વાચક જસ કહે માહરે, તુ જીવનજીવ આધારોરે. ગિરૂઆરે ગુણ તુમ તણા ॥ ૫ ॥

## ૮ શ્રી આદિનાથજિન સ્તવન

પ્રથમ જિનેશ્વર પ્રણમીએ, જાસ સુગંધી રે કાય, કલ્પવૃક્ષ પરે તાસ ઇંદ્રાણી નયન જે, ભૃંગ પરે લપટાય ॥૧॥ રોગ ઉરોગ તુજ નવિ નડે, અમૃત જેહ આસ્વાદ, તેહથી પ્રતિહત તેહ માનુ કોઇ નવિ કરે, જગમા તુમશુ રે વાદ ॥ ૨ ॥ વગર ધોઈ તુજ નિર્મળી, કાયા કચનવાન, નહીં પ્રસ્વેદ લગાર તારે તુ તેહને, જે ધરે તાહરૂ ધ્યાન ॥ ૩ ॥ રાગ ગયો તુજ

મન થકી, તેહમાં ચિત્ત ન કોય; રૂધિર આમિષથી રાગ ગયો તુજ જન્મથી, દૂધ સહોદર હોય. ॥ ૪ ॥ શ્વાસોશ્વાસ કમળ સમો તુજ લોકોત્તર વાદ; દેખે ન આહાર-નિહાર ચરમ ચક્ષુ ધણી, એહવાં તુજ અવદાત ॥ ૫ ॥ ચાર અતિશય મૂળથી, ઓગણીશ દેવના કીધ, કર્મ ખપ્યાથી અગ્યાર ચોત્રીશ એમ અતિશયા, સમવાયાંગે પ્રસિદ્ધ ॥ ૬ ॥ જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ, **પદ્મવિજય** કહે એમ સમય પ્રભુ પાળજો, જેમ થાઉં અક્ષય અભંગ ॥ ૭ ॥

## ૯ શ્રી અજીતનાથ જિન સ્તવન

પ્રીતલડી બંધાણી રે અજિત જિણંદશું, પ્રભુ પાખે ક્ષણ એક મને ન સુહાય જો; ધ્યાનની તાળી રે લાગી નેહશું, જલદ-ઘટા જેમ શિવસુત વાહન દાય જો. પ્રીત૦ ॥ ૧ ॥ નેહઘેલું મન

મારૂ રે પ્રભુ અળજે રહે, તન મન ધન તે કારણથી પ્રભુ મુજ જો, મ્હારે તો આધાર રે સાહિબ રાવળો, અંતરગતની પ્રભુ આગળ કહું ગુજ જો, પ્રીત૦ ॥ ૨ ॥ સાહિબ તે સાચો રે જગમા જાણીએ, સેવકના જે સહેજે સુધારે કાજ જો, એહવારે આચરણે કેમ કરી રહુ, બિરૂદ તમારૂ તારણતરણ જહાજ જો પ્રીત૦ ॥ ૩ ॥ તારકતા તુજમાંહે રે શ્રવણે સાભળી, તે ભણી હુ આવ્યો છુ દીનદયાળ જો, તુજ કરૂણાની લહેરે રે મુજ કારજ સરે, શુ ઘણુ કહીએ જાણુ આગળ કૃપાળ જો પ્રીત૦ ॥ ૪ ॥ કરૂણાદષ્ટિ કીધી રે સેવક ઉપરે, ભવભય ભાવઠ ભાગી ભક્તિ પ્રસગ જો, મનોવાછિત ફળીઆ રે જિન આલબને, કર જોડીને મોહન કહે મન રગ જો પ્રીતલડી૦ ॥ ૫ ॥

## ૧૦ પંચમીનું સ્તવન

પંચમી તપ તુમે કરો રે પ્રાણી, જેમ પામો નિર્મળ જ્ઞાન રે; પહેલું જ્ઞાન ને પછી ક્રિયા, નહી કોઇ જ્ઞાન સમાન રે. પંચમી૦ ॥ ૧ ॥ નંદીસૂત્રમાં જ્ઞાન વખાણ્યું, જ્ઞાનના પાંચ પ્રકાર રે; મતિ શ્રુત અવધિ ને મનઃપર્યવ, કેવલજ્ઞાન ઉદાર રે. પંચમી૦ ॥ ૨ ॥ મતિ અઠ્ઠાવીશ, શ્રુતિ ચઉદહ વીશ; અવધિ છે અસંખ્ય પ્રકાર રે; દોય ભેદે મનઃપર્યવ દાખ્યું, કેવળ એક શ્રીકાર રે. પંચમી૦ ॥ ૩ ॥ ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા, એ સહુ તેજ આકાશ રે, કેવળજ્ઞાન ઉદ્યોત ભયો તબ, લોકાલોક પ્રકાશ રે. પંચમી૦ ॥૪॥ પારસનાથ પસાય કરીને, પુરો અમારી ઉમેદ રે, **સમયસુંદર** કહે હું પણ માગું, જ્ઞાનનો પંચમ ભેદ રે. પંચમી૦ ॥ ૫ ॥

## ૧૧ શ્રી પર્યુષણ પર્વનું સ્તવન

આખડીએ રે મે આજ ગેત્રુંજો દીઠો રે–એ દેશી

સુણજો સાજન સંત, પજુસણ આવ્યા રે, તમે પુન્ય કરો પુન્યવંત ભવિક મન ભાવ્યા રે વીર જિણેસર અતિ અલવેસર વહાલા મારા પરમેશ્વર એમ બોલે રે, પર્વ માંહે પજુસણ મહોટા, અવર ન આવે તસ તોલે રે, પજુ૦ ॥ તમો૦ ॥ ॥ ભ૦ ॥ ૧ ॥ ચઉ પગ માંહે જેમ કેસરી મોટો, વા૦ ॥ ખગમા ગરૂડ કહીએ રે, નદી માંહે જેમ ગંગા મહોટી, નગરમા મેરૂ લહીએરે–પજુ૦ ॥૨॥ ભૂપતિમાં ભરતેસર ભાખ્યો વા૦ ॥ દેવ માંહે સૂર-ઇંદ્ર રે, તીરથમા શેત્રુંજો દાખ્યો, ગ્રહગણુમા જેમ ચંદ્ર રે પજુ૦ ॥ ૩ ॥ દસરા દીવાળી ને વળી હોળી ॥ વા૦ ॥ અખાત્રીજ દીવાસો રે, બલેવ પ્રમુખ બહુલા છે બીજાં, પણ એ મુક્તિનો વાસો રે–પજુ૦

॥ ૪ ॥ તે માટે અમર પળાવો. વા૦ ॥ અઠ્ઠાઈ મહોત્સવ કીજે રે; અઠમ તપ અધિકાઈએ કરીને, નરભવ લાહો લીજેરે ॥ પજુ૦ ॥૫॥ ઢોલ દદામા ભેરી નફેરી. વા૦ કલ્પસૂત્રને જગાવો રે; ઝાંઝરના ઝમકાર કરીને, ગોરીની ટોળી મળી આવોરે. ॥ પજુ૦ ॥ ૬ ॥ સોના રૂપાને ફુલડે વધાવો. વા૦ કલ્પસૂત્રને પૂજો રે, નવ વખાણ વિધિએ સાંભળતાં; પાપ મેવાસી ધ્રુજેરે. ॥ પજુ૦ ॥ ૭ ॥ એમ અઠ્ઠાઇ-મહોત્સવ કરતાં. વા૦ બહુ જીવ જગ ઉદ્ધરિયા રે, વિબુધ વિમળ વર સેવક એહથી, નવનિધિ ઋદ્ધિ સિદ્ધિ વરિયા રે. ॥ પજુ૦ ॥ ૮ ॥



# સ્તુતિઓ-થોયો.

## ૧. શ્રી સીમંધર જિનની થોય

સીમંધર જિનવર, સુખકર સાહિબ દેવ, અરિહંત સકળની, ભાવ ધરી કરૂ સેવ, સકલાગમ પારગ, ગણધર-ભાષિત વાણી, જયવંતી આણા, જ્ઞાનવિમળ ગુણખાણી ॥ ૧ ॥

[ આ થોય ચાર વખત પણ કહેવાય છે ]

## ૨. શ્રી સીમંધર જિનની થોય

મહાવિદેહ ક્ષેત્રમા સીમંધર સ્વામી, સોનાનુ સિંહાસનજી, રૂપાના ત્યા છત્ર બીરાજે, રત્નમણીના દીવા દીપેજી, કુમ કુમ વર્ણી ત્યા ગહુળી બિરાજે, મોતીના અક્ષત સારજી, ત્યા બેઠા સીમંધર સ્વામી, બોલે મધુરી વાણીજી, કેસર ચંદન ભર્યા કચોળા,

કસ્તુરી બરાસેજી; પહેલી રે પૂજા અમારી હોજો, ઉગમતે પરભાતેજી ॥ ૧ ॥

## ૩. શ્રી સિદ્ધાચલજીની થોય

પુંડરગિરિ મહિમા, આગમમાં પ્રસિદ્ધ; વિમલાચલ ભેટી, લહીએ અવિચળ રિદ્ધ; પંચમી ગતિ પહોતા, મુનિવર કોડાકોડ; એણે તીરથે આવી, કર્મવિપાક વિછોડ ॥ ૧ ॥

## ૪. શ્રી શત્રુંજયની સ્તુતિ.

શ્રી શત્રુંજય તીરથ સાર, ગિરિવરમાં જેમ મેરૂ ઉદાર, ઠાકુર રામ અપાર; મંત્રમાંહે નવકારજ જાણું, તારામાં જેમ ચંદ્ર વખાણું; જળધર જળમાં જાણું; પંખીમાં જેમ ઉત્તમ હંસ, કુળમાંહે જેમ ઋષભનો વંશ; નાભિતણો એ અંશ; ક્ષમાવંતમાં જેમ અરિહંત, તપશૂરા મુનિવર મહંત, શત્રુંજય ગિરિ ગુણવંત ॥ ૧ ॥

ઋષભ અજિત સંભવ અભિનંદા, સુમતિ-નાથ સુખ પુનમચંદા, પદ્મપ્રભુ સુખકંદા, શ્રી સુપાર્શ્વ ચંદ્રપ્રભુ સુવિધિ, શીતળ શ્રેયાંસ સેવો બહુ બુદ્ધિ, વાસુપૂજ્ય મતિ શુદ્ધિ, વિમલ અનંત ધર્મ જિન શાંતિ, કુંથુ અર મલ્લિ નમું એકાંતિ, મુનિસુવ્રત શુદ્ધ પંતિ, નમિ નેમ પાસ વીર જગદીશ, નેમ વિના એ જિન ત્રેવીશ, સિદ્ધગિરિ આવ્યા ઈશ ॥૨॥

ભરતરાય જિન સાથે બોલે, સ્વામી શત્રુ-જય ગિરિ કુણુ તોલે, જિનનું વચન અમોલે, ઋષભ કહે સુણો ભરતજી રાય, છહરી પાલંતા જે નર જાય, પાતક ભુકો થાય, પશુ પંખી જે ઇણુ ગિરિ આવે, ભવ ત્રીજે તે સિદ્ધ જ થાવે, અજરામર પદ પાવે, જિનમતમા શેત્રુંજો વખાણ્યો, તે મે આગમ દિલમાંહે આણ્યો, સુણુતા સુખ ઉર ઠાણ્યો ॥ ૩ ॥

સંઘપતિ ભરત નરેશર આવે, સોવનતણા પ્રાસાદ કરાવે, મણિમય મૂરતિ ઠાવે, નાભિરાયા મરૂદેવી માતા, બ્રાહ્મી સુંદરી બ્હેન વિખ્યાતા, મૂર્તિ નવાણું ભ્રાતા; ગોમુખ યક્ષ ચક્કેસરી દેવી, શત્રુંજય સાર કરે નિત્યમેવી, તપગચ્છ ઉપર હેવી; શ્રી વિજયસેનસૂરીશ્વર રાયા, શ્રી વિજયદેવસૂરિ પ્રણમી પાયા, **ઋષભદાસ** ગુણ ગાયા ॥ ૪ ॥

## ૫. બીજતિથિની સ્તુતિ.

દિન સકલ મનોહર, બીજ દિવસ સુવિશેષ; રાય રાણા પ્રણમે, ચંદ્રતણી જિહાં રેખ; તિહાં ચંદ્ર વિમાને, શાશ્વતા જિનવર જેહ, હું બીજ તણે દિન, પ્રણમું આણી નેહ ॥ ૧ ॥

અભિનંદન ચંદન, શીતળ શીતળનાથ અરનાથ સુમતિ જિન, વાસુપૂજ્ય શિવ સાથ; ઈત્યા-

દિક જિનવર, જન્મ જ્ઞાન નિરવાણ, હુ બીજતણે દિન, પ્રણમું તે સુવિહાણ ॥ ૨ ॥

પ્રકાશ્યો બીજે, દુવિધ ધર્મ ભગવત, જેમ વિમળ કમળ, વિપુલ નયન વિકસત, આગમ અતિ અનુપમ, જિહા નિશ્ચય વ્યવહાર, બીજે સવિ કીજે, પાતકનો પરિહાર ॥ ૩ ॥

ગજગામિની કામિની, કમળ સુકોમળ ચીર, ચક્કેસરી કેસરી, સરસ સુગધ શરીર, કર જોડી, બીજે, હુ પ્રણમું તસ પાય, એમ લબ્ધિવિજય કહે, પૂરો મનોરથ માય ॥ ૪ ॥

## ૬. પંચમીની સ્તુતિ

શ્રાવણ શુદિ દિન પચમીએ, જન્મ્યા નેમિ જિણદ તો, શ્યામવરણ તનુ શોભતુ એ, મુખ શારદકો ચદ તો, સહસ વરસ પ્રભુ આઉખુ એ,

બ્રહ્મચારી ભગવંત તો, અષ્ટકરમ હેલે હણી એ, પહોતા મુક્તિ મહંત તો. ॥ ૧ ॥

અષ્ટાપદ પર આદિજિન એ, પહોતા મુક્તિ મોઝાર તો; વાસુપૂજ્ય ચંપાપુરીએ, નેમ મુક્તિ ગિરનાર તો; પાવાપુરી નગરીમાં વળી એ, શ્રી વીરતણું નિર્વાણ તો; સમેતશિખર વીશ સિદ્ધ હુઆ એ, શિર વહું તેહની આણતો. ॥ ૨ ॥

નેમનાથ જ્ઞાની હુઆ એ, ભાખે સાર વચન તોઃ જીવદયા ગુણ વેલડી એ, કીજે તાસ જતન તો, મૃષા ન બોલો માનવી એ, ચોરી ચિત્ત નિવાર તો, અનંત તીર્થંકર એમ કહે એ, પર-હરીએ પરનાર તો ॥ ૩ ॥

ગોમેધ નામે જક્ષ ભલો એ, દેવી શ્રી અં-બિકા નામ તો; શાસન સાનિધ્ય જે કરે એ,

કરે વળી ધર્મનાં કામ તો, તપગચ્છનાયક ગુણુ-નીલો એ, શ્રી વિજયસેનસૂરિરાય તો, ઋષભદાસ પાય સેવતા એ, સફળ કરો અવતાર તો. ॥૪॥

## ૭. અષ્ટમીની સ્તુતિ.

મગળ આઠ કરી જસ આગળ, ભાવ ધરી સુરરાજજી, આઠ જાતિના કળશ કરીને, ન્હવરાવે જિનરાજજી, વીર જિનેશ્વર જન્મ મહોત્સવ, કરતા શિવ સુખ સાધેજી, આઠમનુ તપ કરતાં અમ ઘર, મગળ કમલા વાધેજી ॥ ૧ ॥

અષ્ટ કરમ વયરી ગજ ગજન, અષ્ટાપદ પરે બલીયાજી, આઠમે આઠ સ્વરૂપ વિચારી, મદ આઠે તસ ગળીયાજી, અષ્ટમી ગતિ પહોતા જિનવર, ફરસ આઠ નહીં અગજી, આઠમનું તપ કરતાં અમ ઘર, નિત્ય નિત્ય વાધે રગજી ॥૨॥

પ્રાતિહારજ આઠ બિરાજે, સમવસરણ જિનરાજેજી; આઠમે આઠસો આગમ ભાખી, ભવિ મન સંશય ભાંજેજી; આઠે જે પ્રવચનની માતા, પાળે નિરતિચારોજી, આઠમને દીન અષ્ટ પ્રકારી; જીવદયા ચિત્ત ધારોજી ॥ ૩ ॥

અષ્ટપ્રકારી પૂજા કરીને, માનવ-ભવ ફળ લીજેજી; સિદ્ધાઈ દેવી જિનવર સેવી, અષ્ટ મહાસિદ્ધિ દીજેજી; આઠમનું તપ કરતાં લીજે, નિર્મળ કેવળજ્ઞાનજી; ધીરવિમલ કવિ સેવક **નય** કહે, તપથી કોડિ કલ્યાણજી ॥ ૪ ॥

## ૮. એકાદશીની સ્તુતિ.

એકાદશી અતિ રૂઅડી, ગોવિંદ પૂછે નેમ; કોણ કારણ એ પર્વ મહોટું, કહોને મુજશું તેમ; જિનવર કલ્યાણક અતિ ઘણાં, એકસોને

પચાસ, તિણે કારણ એ પર્વ મોટું, કરો મૌન ઉપવાસ ॥ ૧ ॥

અગિયાર શ્રાવક તણી પડિમા, કહે તે જિનવર દેવ, એકાદશી એમ અધિક સેવો, વન-ગજા જિમ રેવ, ચોવીશ જિનવર સયલ સુખકર, જેસા સુરતરૂ ચગ, જેમ ગગ નિર્મળ નીર જેહવો, કરો જિનશુ રગ ॥ ૨ ॥

અગિયાર અંગ લખાવીએ, અગિયાર પાઠા સાર, અગિયાર કવલી વીંટણાં, ઠવણી પુજણી સાર, ચાબખી ચગી વિવિધ રગી, શાસ્ત્રતણે અનુસાર, એકાદશી એમ ઉજવો, જેમ પામીયે ભવપાર ॥ ૩ ॥

વર કમલ નયણી કમલ વયણી કમલ સુકોમલ કાય, ભુજ દડ અખડ જેહને, સમરતાં

સુખ થાય, એકાદશી એમ મન વશી, ગણિ હર્ષ પંડિત શિષ્ય; શાસન દેવી વિઘન નિવારે, સંઘ તણાં નિશદિશ ॥ ૪ ॥

## ૯ પંચતીર્થની થાય

શ્રી શત્રુંજય મુખ્ય તીર્થ તિલકં, શ્રી નાભિરાજાંગજં, વંદે રૈવતશૈલમૌલિમુકુટં શ્રી નેમિનાથં યથા; તારંગેડપ્યજિતં જિનં ભૃગુપુરે, શ્રીસુવ્રતં સ્તંભને, શ્રીપાર્શ્વં પ્રણમામિ સત્યનગરે શ્રી વર્દ્ધમાનં ત્રિધા ॥ ૧ ॥

વંદેડનુત્તર કલ્પતલ્પ ભવને ગ્રૈવેયકે વ્યંતરા, જ્યોતિષ્કામરમંદરાદ્રિવસતીં સ્તીર્થંકરા નાદરાત્, જંબુ પુષ્કર ધાતકીષુ રૂચકે નંદીશ્વરે કુંડલે; યે ચાન્યેડપિ જિના નમામિ સતતં તાન્ કૃત્રીમા-કૃત્રીમાન્ ॥ ૨ ॥

શ્રીમદ્વીર-જિનસ્ય-પદ્મ હ્રદતો નિર્ગમ્ય ત ગૌતમ, ગગાવર્તનમેત્ય યા પ્રવિભિદ્ય મિથ્યાત્વ વૈતાઢયક, ઉત્પત્તિ સ્થિતિ સહૃતિ ત્રિપથગા જ્ઞાનાણુદ્દા વૃદ્ધિગા, સા મે કર્મમલ હરત્વવિહ્લ શ્રીદ્વાદશાગી નદી ॥ ૩ ॥

શક્રશ્ચન્દ્ર-રવિ-ગ્રહાશ્ચ ધરણ બ્રહ્મેન્દ્ર-શાત્ય-ખિકા, દિક્પાલા સકલપદિ-ગોમુખગણિ-ચક્રેશ્વરી ભારતી, યેડન્યે જ્ઞાનતપ ક્રિયાવ્રતવિધિ શ્રીતીર્થ-યાત્રાદિષુ, શ્રીસઘસ્ય તુરા ચતુર્વિધસુરાસ્તે સતુ ભદ્રકરા ॥ ૪ ॥

## ૧૦. શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તુતિ

શખેશ્વર પાસજી પૂજીએ, નરભવનો લાહો લીજીએ, મનવાછિત પૂરણ સુરતરૂ, જય વામા સુત અલવેસરૂ ॥૧॥ દોય રાતા જિનવર અતિ

ભલા, હોય ધોળા જિનવર ગુણનીલા, હોય નીલા હોય શામળ કહ્યા, સોળે જિન કંચન વર્ણ લહ્યા ॥ ૨ ॥ આગમ તે જિનવર ભાખીયો, ગણધર તે હઇડે રાખીયો, તેહનો રસ જેણે ચાખીયો, તે હુઓ શિવસુખ સાખીયો ॥ ૩ ॥ ધરણીધર રાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વ તણા ગુણ ગાવતી; સહુ સંઘનાં સંકટ ચૂરતી, નય વિમળનાં વાંછિત પૂરતી. ॥ ૪ ॥

# સજ્ઝાયો

## ૧ ક્રોધની સજ્ઝાય

કડવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે; રીસ તણો રસ જાણીએ, હલાહલ તોલે.—કડવાં૦ ॥ ૧ ॥ ક્રોધે ક્રોડ પૂરવ તણું, સંજમ ફળ જાય, ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય.

ક૦ ॥૨॥ સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ, શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશીઓ નાગ-ક૦ ॥ ૩ ॥ આગ ઊઠે જે ઘરથકી, તે પહેલુ ઘર બાળે, જળનો જોગ જો નવિ મળે, તો પાસેનુ પ્રજાળે-ક૦ ॥૪॥ ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવલ નાણી, હાણ કરે જે હેતની, જાળવજો એમ જાણી-ક૦ ॥૫॥ ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી, કાયા કરજો નિર્મળી, ઉપશમ રસ નાહી ક૦ ॥ ૬ ॥

## ૨. માનની સજ્ઝાય

રે જીવ ! માન ન કીજીએ, માને વિનય ન આવે રે, વિનય વિના વિદ્યા નહીં, તો કિમ સમકિત પાવે રે રે૦ ॥૧॥ સમકિત વિણુ ચારિત્ર નહીં, ચારિત્ર વિણ નહીં મુક્તિ રે, મુક્તિના સુખ છે શાશ્વતા, તે કેમ લહીએ

જુક્તિ રે. રે૦ ॥ ૨ ॥ વિનય વડો સંસારમાં, ગુણમાંહે અધિકારી રે, માને ગુણ જાયે ગળી, પ્રાણી જોજો વિચારી રે. રે૦ ॥૩॥ માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યો રે; દુર્યોધન ગરવે કરી, અંતે સવિ હાર્યો રે. રે. ॥૪॥ સૂકાં લાકડાં સારિખો, દુઃખદાયી એ ખોટો રે, ઉદયરત્ન કહે માનને, દેજો દેશવટો રે. રે. જીવ૦ ॥ ૫ ॥

## ૩ માયાની સજ્ઝાય

સમકિતનું મૂળ જાણીએજી, સત્ય વચન સાક્ષાત્, સાચામાં સમકિત વસેજી, માયામાં મિથ્યાત્વ રે પ્રાણી! મ કરીશ માયા લગાર. ॥ ૧ ॥ એ આંકણી ॥ મુખ મીઠો જૂઠો મનેજી, કૂડ કપટનો રે કોટ, જીભે તો જી જી કરેજી, ચિત્તમાંહે તાકે ચોટ રે. પ્રા૦ ॥ ૨ ॥ આપ ગરજે આઘો પડેજી, પણ ન ધરે વિશ્વાસ,

મનશુ રાખે આતરો જી, એ માયાનો પાસ રે પ્રા૦ ॥૩॥ જેહશુ બાંધે પ્રીતડીજી, તેહશુ રહે પ્રતિકૂળ, મેલ ન છડે મન તણોજી, એ માયાનુ મૂળ રે પ્રા૦ ॥૪॥ તપ કીધો માયા કરીજી, મિત્રશુ રાખ્યોરે ભેદ, મલ્લિ જિનેશ્વર જાણજોજી, તે પામ્યા સ્રીવેદ રે પ્રા૦ ॥૫॥ ઉદયરત્ન કહે સાંભળો જી, મેલો માયાની બુધ, મુક્તિપુરી જાવા તણો જી, એ મારગ છે શુદ્ધ રે પ્રા૦ ૬

## ૪ લોભની સજઝાય

તુમે લક્ષણ જોજો લોભના રે, લોભે મુનિજન પામે ક્ષોભના રે ॥ લોભે ડાહ્યા મન ડોળ્યા કરે રે, લોભે દુર્ધર પથે સચરે રે તુમે૦ ॥૧॥ તજે લોભ તેહના લેઉં ભામણા રે, વલી પાય નમીને કરૂ ખામણા રે, લોભે મરજાદા ન રહે કેહની રે,

તુમે સંગત મેલો તેહની રે. તુમે૦ ॥ ૨ ॥ લોભે ઘર મેલી રણમાં મરે રે, લોભે ઊંચ તે નીચું આચરે રે, લોભે પાપ ભણી પગલાં ભરે રે, લોભે અકારજ કરતાં ન ઓસરે રે. તુમે૦ ॥ ૩ ॥ લોભે મનડું ન રહે નિર્મળું રે, લોભે સગપણ નાસે વેગળું રે, લોભે ન રહે પ્રીતિ ને પાવહું રે, લોભે ધન મેળે બહુ એકઠું રે. તુમે૦ ॥ ૪ ॥ લોભે પુત્ર પ્રત્યે પિતા હણે રે, લોભે હત્યા પાતક નવિ ગણે રે, તે તો દામતણે લોભે કરી રે, ઉપર મણિધર થાયે તે મરી રે. તુમે૦ ॥ ૫ ॥ જોતાં લોભનો થોભ દિસે નહીં રે, એવું સૂત્ર સિદ્ધાંતે કહ્યું સહી રે, લોભે ચક્રી સુભૂમ નામે જુવો રે, તે તો સમુદ્રમાંહે ડુબી મુઓ રે. તુમે૦ ॥ ૬ ॥ એમ જાણીને લોભને છંડજો રે, એક ધર્મશું મમતા માંડજો રે, કવિ ઉદયરત્ન ભાખે સુદા રે, વંદુ લોભ તજે તેહને સદા રે. તુમે૦ ૭

## ૫ આપ સ્વભાવની સજ્ઝાય

આપ સ્વભાવમાં રે, અવધૂ સદા મગને મેં રહેના, જગત જીવ હે કરમાધીના, અચરિજ કછુઅ ન લીના આપ૦ ॥ ૧ ॥ તુ નહીં કેરા કો નહીં તેરા, કયા કરે મેરા મેરા, તેરા હે સો તેરી પાસે, અવર સબે અનેરા આપ૦ ॥ ૨ ॥ વપુ વિનાશી તું અવીનાશી, અબ હે ઇનિકા વિલાસી, વપુ સંગ જબ દૂર નિકાસી, તબ તુમ શિવકા વાસી આપ૦ ॥ ૩ ॥ રાગ ને રીસા દોય ખવીસા, એ તુમ દુખકા દીસા, જબ તુમ ઉસકુ દૂર કરીસા, તબ તુમ જગકા ઇસા આપ૦ ॥૪॥ પરકી આશા સદા નિરાશા, એ હે જગ જન પાસા, તે કાટનકુ કરો અભ્યાસા, લહો સદા સુખવાસા આપ૦ ॥ ૫ ॥ કબહીક કાજી કબહીક પાજી, કબહીક હુઆ અપભ્રાજી, કબહીક

જગમેં કીર્ત્તિ ગાજી, સબ પુદ્દગલકી બાજી. આપ૦ ॥ ૬ ॥ શુદ્ધ ઉપયોગ ને સમતા ધારી, જ્ઞાન ધ્યાન મનોહારી; કર્મ કલંકકુ દૂર નિવારી, જીવ વરે શિવનારી. આપ૦ ॥ ૭ ॥

## ૬ અધ્યાત્મની સજઝાય

કિસકે ચેલે કિસકે બે પૂત, આતમરામ અકિલે અવધૂત; જીવ જાન લે, અહો મેરે જ્ઞાનીકે ઘર સૂત, દિલ માન લે. ॥ ૧ ॥ આયા અકિલા જાવેગા અકિલા આપ સ્વભાવથી મલિયા અનેક. જીવ૦ ॥ મિટ્ટ ગિરીન્દકી જૂઠ ગુમાન, આજ કે કાલ ગિરેગી નિદાન. જી૦ ॥ ૨ ॥ તૃષ્ણા પાલવડી વર જોડ, બાબુ કાહેકું સિરચો ગોર. જીવ૦ ॥ આગે અંગુઠી નાવેગી સાથ, નાથ રહોગે ખાલી હાથ. જીવ૦ ॥ ૩ ॥ આશા ઝોળી પાતરાં લોભ, વિષય ભિક્ષાચાર નાચો

શાલ. જીવ૦ કર્મની કથા ડારો દૂર, વિનય વિરાજે સુખ ભરપૂર જીવ૦ ॥ ૪ ॥

### શ્રાવક કરણીની સજ્ઝાય.

શ્રાવક તું ઉઠે પરભાત, ચાર ઘડી રહે પાછલી રાત, મનમા સમરે શ્રીનવકાર, જિમ પામે ભવસાયર પાર ॥ ૧ ॥ કવણ દેવ કવણ ગુરૂ ધર્મ, કવણ અમારે છે કુલ કર્મ, કવણ અમારે છે વિવસાય, એમ ચિંતવજે મનમાંહિ. ॥ ૨ ॥ સામાયિક લેજે મન શુદ્ધ, ધર્મ તણી હૈડે ધરી બુદ્ધ, પડિક્કમણો કરી રયણી તણો, પાતિક આલોચે આપણો. ॥ ૩ ॥ કાયા શક્તિ કરે પચ્ચક્ખાણ, શુદ્ધિ પાળે જિનવર આણ, ભણજે ગુણજે સ્તવન સજ્ઝાય, જિણહુંતી નિસ્તારો થાય ॥ ૪ ॥ ચિત્તારે નિત ચઉદહ નીમ, પાળે દયા જીવોની સીમ; દેહરે જાઈ

જુહારે દેવ, દ્રવ્યતઃ ભાવતઃ કરજે સેવ. ॥ ૫ ॥ ચોમાસે ગુરૂ વંદજે જાઈ, સુણે વખાણ સદા ચિત્ત લાઈ; નિરદૂષણ સુઝતો આહાર, સાધુને દેજે સુવિચાર. ॥ ૬ ॥ સાહમી વત્સલ કરજે ઘણાં, સગપણ મોટા સાહમી તણાં; દુખીયા હીણા દિણા દેખ, કરજે તાસ દયા સુવિશેષ. ॥ ૭ ॥ ઘર અનુસારે દેજે દાન, મોટાસ્યું મ કરે અભિમાન; ગુરૂને મુખ લેજે આખડી, ધર્મ ન મેલીશ એકે ઘડી. ॥ ૮ ॥ વારૂ શુદ્ધ કરે વ્યાપાર, ઓછા અધિકાનો પરિહાર; મ ભરે કેહની કૂડી સાખ, કૂડાસું કથન મત ભાખ. ॥ ૯ ॥ અનંતકાય કહી બત્રીસ, અભક્ષ બાવીસે વીષમાવીષ; તે ભક્ષણ નવિ કીજે કીસે, કાચા કૂણા ફળ મત જમે. ॥ ૧૦ ॥ રાત્રીભોજનના બહુ દોષ, જાણીને કરજે સંતોષ; સાજી સાબુ

લોહ ને ગુલી, મધુ ધાહડિયા મત વેચીશ વળી. ॥૧૧॥ વળી મ કરાવે રગણુ પાસ, દોષ ઘણો કહ્યા છે તાસ, પાણી ગળજે બે બે વાર, અળગણુ પીતે દોષ અપાર ॥ ૧૨ ॥ જીવાણીના કરજે જતન, પાતિક છડી કરજે પુન્ય, છાણા ઈંધણુ ચૂલે જોઈ, વાવરજે જિમ પાપ ન હોય. ॥૧૩॥ ધૃતની પરે વાવરજે નીર, અળગણુ નીર મ ધોયે ચીર, બ્રહ્મવ્રત સુધા પાળજે, અતિચાર સઘળા ટાળજે. ॥૧૪॥ કહીયા પનરહ કર્માદાન, પાપતણી પરહરજે ખાણુ, શીપ મ લેજે અનરથ દંડ, મિથ્યા મેલ મ ભરજે પિંડ ॥૧૫॥ સમકિત શુદ્ધ હૈડે રાખજે, બોલ વિચારીને ભાખજે; ઉત્તમ ઠામે ખરચે વિત્ત, પર ઉપકાર કરે શુભ ચિત્ત ॥ ૧૬ ॥ તેલ તકર ધૃત દૂધ ને દહીં; ઉઘાડા મત મેલે સહી, પાચ તિથિ મ કરે

આરંભ, પાળે શીલ તજે મન દંભ. ।। ૧૭ ।। દિવસ ચરમ કરજે ચોવિહાર, ચારે આહાર તણો પરિહાર; દિવસતણાં આલોચે પાપ, જિમ ભાજે સઘળા સંતાપ. ।।૧૮।। સંધ્યા આવશ્યક સાચવે, જિનવર ચરણ શરણ ભવભવે; ચારે શરણ કરી દઢ હોયે, સાગારી અણુસણ લે સોંએ. ।।૧૯।। કરે મનોરથ મન એહવા, તીરથ શેત્રુંજે જાયવા; સમેતશિખર આબુ ગિરનાર, ભેટી સહુ ધનધન અવતાર. ।। ૨૦ ।। શ્રાવકની કરણી છે એહ, જેહથી થાયે ભવનો છેહ; આઠે કરમ પડે પાતલા, પાપ તણા છુટે આમળા. ।। ૨૧ ।। વારૂ લહીયે અમર વિમાન, અનુક્રમે પામે શિવપુર સ્થાન; કહે જિનહર્ષ ઘણે સસનેહ, કરણી દુઃખ હરણી છે એહ. ।। ૨૨ ।।



## છંદો

### ૧ શ્રી શંખેશ્વર પાર્શ્વજિન છંદ

પાસ શંખેશ્વરા સાર કર સેવકાં, દેવકા એવડી વાર લાગે, કોડી કરજોડી દરબાર આગે ખડા, ઠાકુરા ચાકુરા માન માગે પાસ૦ ॥૧॥ પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોડ અસુરાણને આપ છોડો, મુજ મહિરાણ મંજુષમા પેસીને અલકના નાથજી બંધ ખોલો પાસ૦ ॥ ૨ ॥ જગતમા દેવ જગદીશ તું જાગતો, એમ શું આજ જિનરાજ ઊંધે, મોટા દાનેશ્વરી તેહને દાખીએ, દાન દે જેહ જગકાળ મોઘે પાસ૦ ॥ ૩ ॥ ભીડ પડી જાદવા જોર લાગી જરા, તતક્ષણ ત્રિકમે તુજ સંભાર્યો, પ્રગટી પાતાલથી અલકમા તે પણ, ભક્તજન તેહનો ભય નિવાર્યો. પાસ૦ ॥૪॥ આદિ અનાદિ અરિહંત તું એક છે,

દીન દયાળ છે કોણ દુજો; ઉદયરત્ન કહે પ્રગટ પ્રભુ પાસજી; પામી ભય ભંજનો એહ પૂજો. પાસ૦ ॥૫॥

## ૨ શ્રી મહાવીર સ્વામીનો છંદ

શ્રી સિદ્ધારથ કુળ શણગાર, ત્રિશલા દે સુત જગ આધાર; શોભે સુંદર સોવનવાન, શરણ તમારૂં શ્રી વર્ધમાન ॥ ૧ ॥ તુમ નામે લહિએ સંપદા, તુમ નામે મન વાંછિત મુદા; તુમ નામે લહીએ સનમાન, શરણ તુમારૂં શ્રી વર્ધમાન ॥૨॥ દુર્જન દુષ્ટ વૈરી વિકરાલ, તુમ નામે નાસે તતકાળ; તુમ નામે દિન દિન કલ્યાણ, શરણ તુમારૂં શ્રી વર્ધમાન ॥૩॥ ભૂત પ્રેત વ્યંતર નહિ મુદા, તુમ નામે નાવે આપદા; રોગ શોક ચિંતા નવિ જાણ, શરણ તુમારૂં શ્રી વર્ધમાન ॥૪॥ ગ્રહાદિક પીડા નવ કરે, નામ તુમારૂં જે અનુસરે; ધર્મસિંહ મુનિ ભાવ પ્રધાન, શરણ તુમારૂં શ્રી વર્ધમાન ॥૫॥

## ૩ શ્રી ગૌતમ સ્વામીનો છંદ

વીર જિનેશ્વર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશદીન ॥ જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન ॥ ૧ ॥ ગૌતમ નામે ગિરિવર ચડે, મનવાંછિત હેલા સંપજે ॥ ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ ॥ ૨ ॥ જે વૈરી વીરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુંકડા ॥ ભૂત પ્રેત નવી મંડે પ્રાણ, તે ગૌતમનાં કરૂં વખાણ ॥ ગૌતમ નામે નિર્મળ કાય, ગૌતમ નામે વાધે આય ॥ ગૌતમ જિન શાસન શણગાર, ગૌતમ નામે જય જયકાર ॥૪॥ શાલ દાલ સુરહાં ઘૃત ગોળ, મનવાંછિત કાપડ તંબોળ ॥ ઘર સુઘરણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત ॥ ૫ ॥ ગૌતમ ઉદયો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગ જાણ ॥

મ્હોટાં મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ ॥ ૬ ॥ ઘર મયગલ ઘોડાની જોડ, વારૂ પહોંચે વાંછિત કોડ ॥ મહીયલ માને મ્હોટા રાય, જો તૂઠે ગૌતમના પાય ॥ ૭ ॥ ગૌતમ પ્રણમ્યા પાતક ટળે, ઉત્તમ નરની સંગત મળે; ગૌતમ નામે નિર્મલ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન ॥૮॥ પુણ્યવંત અવધારો સહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ ॥ કહે લાવણ્ય સમય કરજોડ, ગૌતમ તૂઠે સંપત્તિ કોડ ॥ ૯ ॥ ઇતિ ॥

## ૪ શ્રી સોળ સતીનો છંદ

આદિનાથ આદિ જિનવર વંદી, સફળ મનોરથ કીજીએ એ ॥ પ્રભાતે ઉઠી મંગલિક કામે, સોળ સતીનાં નામ લીજીએ એ ॥ ૧ ॥ બાલકુમારી જગહિતકારી, બ્રાહ્મી ભરતની બેનડીએ ॥ ઘટ ઘટ વ્યાપક અક્ષર રૂપે, સોળ સતીમાં જે

વડીએ ॥ ૨ ॥ બાહુબલ ભગીની સતીય શિરો-
મણી, સુંદરી નામે ઋષભ સુતાએ ॥ અંક સ્વરૂપી
ત્રિભુવન માહે, જેહ અનુપમ ગુણ જુતાએ ॥ ૩ ॥
ચંદનબાલા બાલપણાથી, શીયળવતી શુદ્ધ શ્રાવિ-
કાએ ॥ અડદના બાકુલા વીર પ્રતિલાભ્યા, કેવળ
લહી વ્રત ભાવીકાએ ॥ ૪ ॥ ઉગ્રસેન ધુઆ
ધારિણી નંદની, રાજિમતી નેમ વલ્લભાએ ॥
જોબન વેશે કામને જીત્યો, સંજમ લેઇ દેવ
દુલ્લભા એ ॥ ૫ ॥ પંચ ભરતારી પાંડવ નારી,
દ્રુપદ તનયા વખાણીએ એ ॥ એકસો આઠે ચીર
પુરાણા શીયળ મહિમા તસ જાણીયે એ ॥ ૬ ॥
દશરથ નૃપની નારી નીરુપમ, કૌશલ્યા કુળ
ચંદ્રિકાએ ॥ શીયળ સલૂણી રામ જનેતા, પુણ્ય
તણી પરનાલીકાએ ॥ ૭ ॥ કૌસંબીકઠામે શતા-
નિક નામે, રાજ્ય કરે રંગ રાજીયો એ ॥ તસ

ચર ઘરણી મૃગાવતી સતી, સુરભવને જશ ગાજીયો એ ॥ ૮ ॥ સુલસા સાચી શીયળે ન કાચી, રાચી નહીં વિષયારસે એ ॥ મુખડું જોતાં પાપ પલાએ, નામ લેતાં મન ઉલ્લસે એ ॥ ૯ ॥ રામ રઘુવંશી તેહની કામીની, જનક સુતા સીતાસતી એ ॥ જગ સહુ જાણે ધીજ કરંતાં, અનલ શીતલ થયો શીયળથી એ ॥ ૧૦ ॥ સુરનર વંદીત શીયળ અખંડીત, શીવા શીવપદ ગામિનીએ ॥ જેહને નામે નિર્મલ થઇએ; બલિહારી તસ નામની એ ॥ ૧૧ ॥ કાચે તાંતણે ચાલણી બાંધી, કુવા થકી જળ કાઢીયું એ ॥ કલંક ઉતારવા સતીય સુભદ્રાએ, ચંપાબાર ઉઘાડીયું એ ॥ ૧૨ ॥ હસ્તિનાગપુરે પાંડુરાયની, કુંતા નામે કામિનીએ ॥ પાંડવ માતા દસે દસાર્હની, બ્હેન પતિવ્રતા પદ્મિનીએ ॥ ૧૩ ॥ શીલ-

વતી નામે શીલવ્રત ધારિણી, ત્રિવિધે તેહને વંદિયે એ ॥ નામ જપંતા પાતક જાએ, દરિસણ દુરિત નિકંદિયે એ ॥૧૪॥ નિષિધાનગરી નલહ નરીંદની દમયતી તસ ગેહિની એ ॥ સંકટ પડતા શીયલજ રાખ્યું, ત્રિભુવન કીર્તિ જેહની એ ॥ ૧૫ ॥ અનગ અજિતા જગજન પૂજીતા, પુષ્પચૂલા ને પ્રભાવતી એ, વિશ્વ વિખ્યાતા કામીત દાતા, સોળમી સતી પદ્માવતીએ.

## ૧ શ્રી આદિજિન આરતી.

જય જય આરતી આદિ જિણંદા, નાભિરાયા મરૂદેવીકો નંદા જય૦ ॥ ૧ ॥ પહેલી આરતી પૂજા કીજે, નરભવ પામીને લાહો લીજે જય૦ ॥ ૨ ॥ દૂસરી આરતી દિનદયાળા, ધૂળેવા નગરમા જગ અજવાળા. જય૦ ॥ ૩ ॥ તીસરી આરતી ત્રિભુવન દેવા, સુરનર ઇંદ્ર કરે તોરી સેવા જય૦

॥ ૪ ॥ ચોથી આરતી ચૌગતિ ચૂરે, મનવાંછિત ફળ શિવ સુખ પૂરે. જય૦ ॥ ૫ ॥ પંચમી આરતી પુન્ય ઉપાયા, મૂળચંદે રીષભ ગુણ ગાયા. જય૦ ॥ ૬ ॥

## ૨ શ્રી શાંતિજિન આરતી.

જય જય આરતી શાંતિ તુમારી, તોરા ચરણકમળકી મેં જાઉં બલીહારી. ॥ જ૦ ૧ ॥ વિશ્વસેન અચિરાજીકે નંદા, શાંતિનાથ મુખ પૂનમચંદા. ॥ જ૦ ૨ ॥ ચાલીસ ધનુષ્ય સોવન-મય કાયા, મૃગલંછન પ્રભુ ચરણ સુહાયા. ॥ જ૦ ૩ ॥ ચક્રવર્તી પ્રભુ પાંચમા સોહે, સોળમા જિનવર જગ સહુ મોહે. ॥ જ૦ ૪ ॥ મંગળ આરતી તોરી કીજે, જન્મ જન્મને લાહો લીજે. ॥ જ૦ ૫ ॥ કરજોડી સેવક ગુણ ગાવે, સૌ નર નારી અમર પદ પાવે. જય જય આરતી૦ ૬

## ૩ શ્રી આદિજિન આરતી.

અપચ્છરા કરતી આરતી જિન આગે ॥ હારે જિન આગેરે જિન આગે, હારે એતો અવિચળ સુખડા માગે ॥ હારે નાભિનંદન પાસ અ૦ ॥ ૧ ॥ તા થેઇ નાટક નાચતી, પાય ઠમકે ॥ હારે દોય ચરણુમા ઝાંઝર ઝમકે, હારે સોવન ઘુઘરી ઘમકે ॥ હારે લેતી ફુદડી બાલ ॥ અપ૦ ॥ ॥ ૨ ॥ તાલ મૃદગને વાસળી ડફ વીણા ॥ હાંરે રૂડા ગાવતી સ્વર ઝીણા, હારે મધુર સુરાસુર નયણા ॥ હારે જોતી મુખડું નિહાળ ॥ અપ૦ ॥ ૩ ॥ ધન્ય મરૂદેવા માતને પુત્ર જાયા ॥ હારે તોરી કંચન વરણી કાયા ॥ હાંરે મે પૂરવ પુણ્યે પાયા ॥ હારે દેખ્યો તેરો દેદાર ॥ અપ૦ ॥ ૪ ॥ પ્રાણુજીવન પરમેશ્વર પ્રભુ પ્યારો, હારે પ્રભુ સેવક હુ છુ તારો ॥ હારે ભવોભવના

દુ:ખડાં વારો ॥ હાંરે તુમે દીન દયાળ ॥ અપ૦ ॥ ૫ ॥ સેવક જાણી આપનો ચિત્ત ધરજો ॥ હાંરે મારી આપદા સઘળી હરજો. હાંરે મુનિ માણેક સુખીયો કરજો ॥ હાંરે જાણી પોતાનો બાળ. અપ૦ ॥ ૬ ॥

## ૪ આરતી.

જયદેવ જયદેવ જય જિનવર દાતા, પ્રભુ જય જિનવર દાતા ॥ આરતી અરિહા કેરી ॥ આરતી અરિહા કેરી ॥ કરતા સુખશાતા ॥ જયદેવ જયદેવ ॥ દુસરી આરતી નાથ શેત્રુંજય કરતા પ્રભુ૦ પાપ પડલ સહુ જાવે ગિરિ ઉપર ચઢતાં ॥ જયદેવ જયદેવ ॥ ૨ ॥ આરતી કરતાં ઇંદ્ર ત્રિભુવનની ત્રીજી ॥ પ્ર૦ ॥ ત્રી૦ કંચન ગિરિ ઉપર ॥ કં૦ ॥ મનથી બહુ રીઝી ॥ જ૦ ॥ ૩ ॥ ચોથી આરતી નાથ ચઉગતિ તો જાવે

રા પ્ર૦ ।। ચ૦ ।। ભાવે ભક્તિ કરીએ ।। ભા૦ ।। ભવજલને તરવા ।। જયદેવ૦ ।। પંચમી આરતી નાથ પવિત્ર થવા કરીએ ।। પ્ર૦ ।। પં૦ ।। આ ભવજલમા રહીને ।। આ૦ ।। લ્હાવો શુભ લઇએ ।। જય૦ ।। ૫ ।। આરતી પંચ ઉતારી જિનવર ગુણુ ગાવા ।। પ્ર૦ ।। જિ૦ ।। પ્રીતમ તુમ પરતાપે ।। પ્ર૦ ।। કુલ શુદ્ધિ થાવા ।। જ૦ ।। ૬ ।।

## ૫ અથ મંગલચાર

ચારૂ મંગળ ચાર, આજ મારે ચારૂ મંગળ ચાર, દેખ્યો દરસ સરસ જિનજીકો, શોભા સુંદર સાર આજ૦ ૧ છિનું છિનુ છિનું મન મોહન ચરચો, ઘસી કેસર ઘનસાર આજ૦ ૨ વિવિધ જાતિ કે પુષ્પ મંગાવો, મોઘર લાલ ગુલાલ આજ૦ ૩ ધુપ ઉખેવોને કરો આરતી, મુખ બોલો જયકાર. આજ૦ ૪. હર્ષધરી આદી-

શ્વર પૂજો, ચૌમુખ પ્રતિમા ચાર. આજ૦ ૫. હૈયે ધરી ભાવ ભાવના ભાવો, જિમ પામો ભવ પાર. આજ૦ ૬. સકળચંદ સેવક જિનજીકો, આનંદઘન ઉપકાર. આજ૦ ૭.

## શ્રી મંગળ દીવો.

દીવો રે દીવો મંગલિક દીવો ।। આરતી ઉતારીને બહુ ચીરંજીવો; સોહામણું ઘેર પર્વ દીવાળી, અમર ખેલે અમરા બાળી. દી૦ દીપાળ ભણે એણે કુલ અજુવાલી, ભાવે ભગતે વિઘન નિવારી. દી૦ દીપાળ ભણે એણે કળી કાળે, આરતી ઉતારી રાજા કુમારપાળે. દી૦ અમઘેર મંગલિક તુમ ઘેર મંગલિક, મંગલિક ચતુર્વિધ સંઘને હોજો. દીવો રે દીવો૦



## શ્રી રત્નાકર પચ્ચીશી.

મંદિર છો મુક્તિતણી, માંગલ્ય ક્રીડાના પ્રભુ,
ને ઇંદ્ર નર ને દેવના, સેવા કરે તારી વિભુ,
સર્વજ્ઞ છો સ્વામી વળી, શિરદાર અતિશય સર્વના;
ઘણું જીવ તું ઘણું જીવ તું, ભંડાર જ્ઞાનકળાતણા ૧
ત્રણ જગતના આધારને, અવતાર હે કરૂણા તણા,
વળી વૈદ્ય હે દુર્વાર આ, સંસારના દુઃખો તણા;
વીતરાગ વલ્લભ વિશ્વના, તુજ પાસ અરજી ઉચ્ચરૂં,
જાણો છતાં પણ કહી અને, આ હૃદય હું ખાલી કરૂં.૨
શું બાળકો માબાપ પાસે, બાળ ક્રીડા નવ કરે,
ને મુખમાંથી જેમ આવે, તેમ શું નવ ઉચ્ચરે,
તેમજ તમારી પાસ તારક, આજ ભોળાભાવથી,
જેવું બન્યું તેવું કહું, તેમાં કશું ખોટું નથી ૩
મેં દાન તો દીધું નહિ ને, શિયળ પણ પાળ્યું નહિ,
તપથી દમી કાયા નહિ, શુભભાવ પણ ભાવ્યો નહિ;

એ ચાર ભેદે ધર્મમાંથી, કાંઇ પણ પ્રભુ મેં નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાયરે, નિષ્ફળ ગયું નિષ્ફળ ગયું. ૪

હું ક્રોધ અગ્નિથી બળ્યો, વળી લોભસર્પ ડશ્યો મને,
ગળ્યો માનરૂપી અજગરે, હું કેમ કરી ધ્યાવું તને;
મન મારૂં માયાજાળમાં, મોહન ! મહા મુંઝાય છે,
ચડી ચાર ચોરો હાથમાં, ચેતન ઘણો ચગદાય છે.

મેં પરભવે કે આ ભવે, પણ હિત કાંઈ કર્યું નહિ,
તેથી કરી સંસારમાં સુખ, અલ્પ પણ પામ્યો નહિ;
જન્મો અમારા જિનજી, ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં, અજ્ઞાનથી હારી ગયા. ૬

અમૃત ઝરે તુજ મુખરૂપી, ચંદ્રથી તો પણ પ્રભુ,
ભિંજાય નહિ મુજ મન અરેરે ! શું કરૂં હું તો વિભુ !
પત્થરથકી પણ કઠણ મારૂં, મન ખરે ક્યાંથી દ્રવે ?
મરકટ સમા આ મનથકી, હું તો પ્રભુ હાર્યો હવે. ૭

સમતા મહા ભત્રસાયુગે, પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન-દર્શન-ચરણ રૂપી, રત્નત્રય દુષ્કર ઘણા,
તે પણ ગયા પરમાદના વશથી, પ્રભુ, કહુ હુ ખરૂ,
કોની કને કિરતાર આ, પોકાર હુ જઈને કરૂ ૮

ઠગવા વિભુ આ વિશ્વને, વૈરાગ્યના રગો ધર્યા,
ને ધર્મના ઉપદેશ રજન, લોકને કરવા કર્યા,
વિદ્યા ભણ્યો હું વાદ માટે, કેટલી કથની કહુ,
સાધુ થઈને બ્હારથી, દાંભિક અદરથી રહુ ૯

મે મુખને મેલુ કર્યું, દોષો પરાયા ગાઈને,
ને નેત્રને નિંદિત કર્યાં, પર નારીમા લપટાઇને,
વળી ચિત્તને દોષિત કર્યું, ચિંતી નઠારૂ પરતણું,
હે નાથ! મારૂ શુ થશે? ચાલાક થઈ ચુકયો ઘણું ૧૦

કરે કાળજાને કતલ પીડા, કામની બીહામણી,
એ વિષયમા બની અંધ હુ, વિડબના પામ્યો ઘણી,

તે પણ પ્રકાશ્યું આજ લાવી, લાજ આપ તણી કને,
જાણો સહુ તેથી કહું, કર માફ મારા વાંકને. ૧૧

નવકાર મંત્ર વિનાશ કીધો, અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રનાં વાકયોવડે, હણી આગમોની વાણીને;
કુદેવની સંગત થકી, કર્મો નકામાં આચર્યાં,
મતિ ભ્રમથકી રત્નો ગુમાવી, કાચ કટકા મેં ગ્રહ્યા.

આવેલ દ્રષ્ટિમાર્ગમાં, મુકી મહાવીર આપને,
મેં મૂઢથીએ હૃદયમાં, ધ્યાયા મદનના ચાપને;
નેત્રબાણો ને પયોધર, નાભી ને સુંદર કટી,
શણગાર સુંદરીઓ તણા, છટકેલ થઈ જોયા અતિ.

મૃગનયન સમ નારીતણાં, મુખચંદ્રને નીરખાવતી,
મુજ મન વિષે જે રંગ લાગ્યો, અલ્પપણ ગુઢો અતિ;
તે શ્રુત રૂપ સમુદ્રમાં, ધોયા છતાં જાતો નથી,
તેનું કહો કારણ તમે, બચું કેમ હું આ પાપથી.

સુંદર નથી આ શરીર કે, સમુદાય ગુણ તણો નથી,
ઉત્તમ વિલાસ કળા તણો, દેદીપ્યમાન પ્રભા નથી,
પ્રભુતા નથી તો પણ પ્રભુ, અભિમાનથી અક્કડ ફરૂં,
ચોપાટ ચાર ગતિ તણી, સંસારમાં ખેલ્યા કરૂં.૧૫

આયુષ્ય ઘટતું જાયતો પણ, પાપ બુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ, વિષયાભિલાષા નવ મટે;
ઔષધ વિષે કરૂં યત્ન પણ, હું ધર્મને તો નવગણું,
બની મોહમાં મસ્તાન હું, પાયા વિનાના ઘરચણું.

આત્મા નથી પરભવ નથી, વળી પુણ્યપાપ કશું નથી,
મિથ્યાત્વની કટુવાણી મેં ધરી, કાન પીધી સ્વાદથી;
રવી સમ હતા જ્ઞાને કરી, પ્રભુ આપશ્રી તો પણ અરે!
દીવો લઈ કુવે પડ્યો, ધિક્કાર છે મુજને ખરે. ૧૭

મેં ચિત્તથી નહિ દેવની કે, પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો, ધર્મ પણ પાળ્યો નહિ;

પામ્યો પ્રભુ નરભવ છતાં, રણમાં પડ્યા જેવું થયું,
ધોબી તણા કુત્તા સમું, મમ જીવન સહુ એળે ગયું.

હું કામધેનુ કલ્પતરૂ, ચિંતામણીના પ્યારમાં,
ખોટા છતાં ઝંખ્યો ઘણું, બની લુબ્ધ આ સંસારમાં;
જે પ્રગટ સુખ દેનાર ત્હારો, ધર્મ મેં સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી, નાથ! કર કરૂણા કંઈ.

મેં ભોગ સારા ચિંતવ્યા, તે રોગ સમ ચિંત્યા નહિં,
આગમન ઇચ્છ્યું ધન તણું, પણ મૃત્યુને પ્રીછ્યું નહિ;
નહિ ચિંતવ્યું મેં નર્ક કારાગ્રહ, સમી છે નારીઓ,
મધુબિંદુની આશા મહીં, ભય માત્ર હું ભૂલી ગયો.

હું શુદ્ધ આચારો વડે, સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારના, યશપણ ઉપાર્જન નવ કર્યો;
વળી તીર્થના ઉદ્ધાર આદિ, કોઇ કાર્યો નવ કર્યાં,
ફોગટ અરે! આ લક્ષ ચોરાશી, તણા ફેરા ફર્યા.૨૧

ગુરૂવાણીમા વૈરાગ્ય કેરો, રંગ લાગ્યો નહિ અને,
દુર્જન તણા વાક્યો મહીં, શાતિ મળે ક્યાથી મને;
તરૂં કેમ હુ સ સાર આ, અધ્યાત્મ તો છે નહિ જરી,
તુટેલ તળીયાનો ઘડો, જળથી ભરાયે કેમ કરી. ૨૨

મે પરભવે નથી પુન્ય કીધુ, ને નથી કરતો હજી,
તો આવતા ભવમા કહો, ક્યાથી થશે હે નાથજી !
ભૂત ભાવી ને સાપ્રત ત્રણે, ભવ નાથ હુ હારી ગયો,
સ્વામી ત્રિશકુ જેમ હું, આકાશમા લટકી રહ્યો ૨૩

અથવા નકામું આપ પાસે, નાથ શું બકવુ ઘણુ,
હે દેવતાના પૂજ્ય ! આ, ચારિત્ર મુજ પોતાતણું;
જાણો સ્વરૂપ ત્રણ લોકનું તો, માહરૂં શું માત્ર આ,
જ્યાં ક્રોડનો હિસાબ નહિ, ત્યા પાઈની તો વાત ક્યા.

ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો, ઉદ્ધારનારો પ્રભુ,
મ્હારાથીનહિ અન્યપાત્ર જગમા જોતા જડે હે વિભુ !

સુક્તિ મંગળસ્થાન તોય સુજને, ઇચ્છાનલક્ષ્મીતણી.
આપો સમ્યગ્ રત્ન **શ્યામ** જીવને, તોતૃપ્તિથાયે ઘણી.

## પ્રતિક્રમણ સંબંધી ઉપયોગી વિષયો.

૧ **પ્રતિક્રમણનો સમય**—દૈવસિક પ્રતિક્રમણનો આરંભ અર્ધ સૂર્ય દેખાતો હોય તે વખતે વંદિત્તુ કહેવું, અને રાઇ પ્રતિક્રમણ કર્યા પછી દશ પડિલેહણા થાય ત્યારે સૂર્યોદય થાય એવી રીતે તેનો આરંભ કરવો. કારણવશાત્ દૈવસિય પ્રતિક્રમણ દિવસના બાર વાગ્યાથી રાત્રિના બાર વાગ્યા સુધી અને રાઇય પ્રતિક્રમણ રાત્રીના બારથી સવારના બાર વાગ્યા સુધી થાય.

૨ રાઇ પ્રતિક્રમણ મંદસ્વરે કરવું. ઉચ્ચેસ્વરે બોલવાથી ગિરોળી આદિ હિંસક જીવો હિંસા કરવામાં પ્રવર્તે છે.

૩ પ્રતિક્રમણ એક જણ ભણાવે અને બીજા માણસો તે સૂત્રો લક્ષ્યમાં રાખી સાંભળે અથવા મનમા ભણે. તેમ કરવાથી અર્થનુ ચિંતવન થઈ શકે છે, તથા ઉપયોગ પણ રહી શકે છે

૪ કાઉસ્સગ્ગ કરતી વખતે નાસિકાના અગ્ર ભાગ પર દૃષ્ટિ રાખવી, તેમ ન બની શકે તો સ્થાપનાચાર્ય પર દૃષ્ટિ રાખવી.

૫ પ્રતિક્રમણ કરતી વખતે દૃષ્ટિ સ્થાપનાચાર્ય પર રાખવી દૃષ્ટિને અસ્થિર રાખવાથી અથવા શૂન્ય ચિત્તે પ્રતિક્રમણ કરવાથી અવિધિ દોષ લાગે છે, અને કરેલી ક્રિયા પ્રાય નિષ્ફળ જાય છે, માટે ઉપયોગ રાખવો.

૬ પ્રતિક્રમણની બધી ક્રિયા પ્રમાદ રહિતપણે કરવાની છે, માટે તે વખતે જરૂરીયાત વિના

ચરવળો હોય તો કટાસણા ઉપર બેસી રહેવું નહિ. પણ બનતાં સુધી કાઉસ્સગ્ગ, વંદન વિગેરે સર્વ આવશ્યક જયણાપૂર્વક ઉભા ઉભા કરવાનાં છે, શરીરે બેચેની હોય તો જ બેઠા બેઠા કરવું. પ્રતિક્રમણ શરૂ કરે ત્યાંથી છ આવશ્યક સુધી ક્રિયા ઉભા ઉભા કરવાની હોય છે, માટે કટાસણું કાઢી નાંખવું. ફક્ત વંદિત્તુ તથા છ આવશ્યકની પૂર્વે અને પછી કરવામાં આવતી ક્રિયા જ કટાસણા ઉપર બેસીને કરવાની છે.

૭. શિષ્ય તથા શ્રાવકે ગુરૂથી સાડાત્રણ હાથ દૂર રહી ક્રિયા કરવી, તેમ કરવાથી જ ગુરૂનું બહુમાન સચવાય છે. સાધ્વી તથા શ્રાવિકાએ મોહપ્રસંગ નિવારવા માટે ગુરૂથી તેર હાથ દૂર રહી ક્રિયા કરવી. તેજ પ્રમાણે સાધ્વીથી અન્ય સાધ્વી અને શ્રાવિકાઓને બહુમાનાર્થે

સાડાત્રણ હાથ, તથા સાધ્વીથી સાધુ અને શ્રાવકને મોહપ્રસંગ નિવારવા માટે તેર હાથ દૂર રહેવાનુ સમજવુ. આ ઉત્કૃષ્ટ અવગ્રહ જાણવો.

૮ **પ્રતિક્રમણ કેવી રીતે કરવુ ?** કોઇ પણ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાએ તદ્રૂપ ચિત્તવાળા થઇને, તન્મય થઇને, તદ્રૂપ તીવ્ર અધ્યવસાયવંત થઇને, તેના અર્થમા ઉપયોગ રાખી, તેને જ પ્રિય માનીને તદ્ભાવના ભાવિત થઇને, અન્યત્ર કોઇ પણ સ્થાને મનને ચંચળ નહીં કરતા એક મનવાળા થઇને, ઉભયકાળ આવશ્યક પ્રતિક્રમણ કરવુ આ પ્રમાણે આવશ્યક કરતો ભવ્ય પ્રાણી સંસારસમુદ્રનો પાર પામે એ નિશ્ચંક છે

૯ **તમસ્કાય-પૌષધ કે પ્રતિક્રમણમા લઘુશંકા** કે વડીશંકા નિવારવા જનાર આરાધક આત્માઓ

કામળ માથે નાખીને બહાર નીકળે છે. તેનો હેતુ એ છે કે-આકાશમાંથી અપ્કાયના જીવો વરસે છે તેની રક્ષા થાય, પરંતુ આપણા આખા અંગના સ્પર્શથી તે જીવો હણાય છે તેથી ઓઢીને જ બહાર નીકળવું જોઇએ. માત્ર કટાસણું માથે રાખવાથી ઘણા થોડા જ જીવોની જયણા થાય છે, તે જીવો જ્યારે એજ કટાસણું પાથરી તેના પર બેસીએ ત્યારે પણ હણાય છે. તેથી આ બાબત પૂરતું ધ્યાન રાખવાની જરૂર છે કે, ઉનની કામળી વિગેરે ઓઢીને જ બહાર નીકળવું જોઇએ, અને તે કામળીને જયણાપૂર્વક એક બાજુ ઉંચી મુકી રાખવી.

૧૦ છીંક-પખ્ખી, ચૌમાસી અને સંવત્સરી પ્રતિક્રમણમાં અતિચારની પહેલાં છીંક આવે તો ચૈત્યવંદનથી માંડીને પ્રતિક્રમણ ફરીથી કરવું.

અને અતિચાર બોલ્યા પછી છીંક આવે તો "દુખ્ખક્ખય કમ્મક્ખય" ના કાઉસ્સગ્ગની નીચે મુજબ વિધિ કરવી

પ્રથમ ઇરિયાવહી પડિક્કમી "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ક્ષુદ્રોપદ્રવ ઓહડ્ડાવણત્થ કરેમિ કાઉસ્સગ્ગ અન્નત્થ૦" કહી ચાર લોગસ્સનો "સાગરવરગંભીરા" સુધી કાઉસ્સગ્ગ કરવો અને પારીને નમોઽર્હત્૦ કહી નીચેની થોય કહેવી

સર્વે યક્ષામ્બિકાદ્યા યે,
વૈયાવૃત્યકરા જિને;
ક્ષુદ્રોપદ્રવ-સંઘાતં,
તે દ્રુતં દ્રાવયન્તુ નઃ ॥ ૧ ॥

પછી પ્રગટ એક લોગસ્સ કહીને પ્રતિક્રમણની બાકીનો વિધિ કરવો

૧૧ મુહપત્તિ—એક વેંત અને ચાર અંગુલ લાંબી-પહોળી, તેમજ ચરવળો બત્રીશ અંગુલ લાંબો એટલે દાંડી ચોવીસ અંગુલ લાંબી, અને દશીનો ગુચ્છો આઠ અંગુલ લાંબો હોવો જોઇએ.

॥ શ્રી પોકેટ પંચ પ્રતિક્રમણ સમાપ્ત ॥



: મુદ્રક : અમરચંદ બહેચરદાસ મહેતા.
શ્રી બહાદુરસિંહજી પ્રી. પ્રેસ—પાલીતાણા.